# સતી જસ્મા
# નાટકનાં ગાયનો.

## શ્રી સરદાર વિજય નાટક કંપની.
### બાલાસીનોર.

આવૃત્તી પહેલી
સને ૧૯૨૫ :

પ્રત ૧૦૦૦ :
સંવત ૧૯૮૨

કીંમત રૂ. ૦-૪-૦

શ્રી.

# સતી જસમા

## નાટકનાં ગાયનો.



### શ્રી સરદાર વિજય નાટક કંપની.

### બાલાસીનોર.



પ્રયોજકઃ—વ્યાસ શીવશંકર હરજીવન.

સાંજણ ટીબા-( ભાવનગર ).




પ્રકાશક—નૈયર, બાલાસીનોર.





આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૫. સંવત ૧૯૮૨.




કીંમત રૂ. ૦-૪-૦.

૧૨૬૬૮

આવૃત્તિ પહેલી.

પ્રત ૧૦૦૦

ધી અમરસિંહજી પ્રી. પ્રેસ, વુડલેન્ડ અમદાવાદમાં
પઠાણ નિઝામખાન નુરખાન વકીલે છાપ્યું અને
શ્રી સરદાર વિજય નાટક કંપની તરફથી એચ.
એચ. ધી નવાબ સાહેબ ઓફ બાલાસીનોરે
પ્રસિદ્ધ કર્યું. મુ. બાલાસિનોર.

ૐ

तत्सत् परमात्मने नमः

श्री

# સતિ જસમાં નાટક-

## મુખ્ય પાત્રોનાં નામ.

### પુરૂષ પાત્રો.

| | | |
|---|---|---|
| મહાદેવ | ... | ...શ્રી સ્વયંભુ સૃષ્ટીના સંહારક તમોગુણી દેવ. |
| સાદ્ધરાજ | ... | ...ગુજરાતનો સોલંકી રાજા (જયસીંહ). |
| યશોવમ | ... | ...માળવાનો પરમાર રાજા. |
| દત્તિયાજી | ... | ...બારોટ. સીધ્ધરાજનો દસોંદી. |
| જશરાય | ... | ...માલવ રાજ્યનો મુત્સદી. |
| રૂપાશા | ... | ...માલવ રાજ્યનો ધનીક વેપારી. |
| રૂડો | ... | ...જસમાનો પતિ ઓડ. યુવક. |
| રાણીયો | ... | ...મોતીને ફરેબથી પરણનાર પ્રપંચી (કાણીયો). |
| અરજણ | ... | ...ઓડની નાતનો ચોવટીઓ (મીથ્યાભિમાની). |
| જેશાળ | ... | ...જસમાનો પિતા. |
| રામો | ... | ...રૂડાનો પિતા. |
| હુરપાળ | ... | ...ઝાલાવંશીપ વીર નર. સીધ્ધરાજનો સરદાર. |
| રાજો<br>ડુંગર<br>પુનો | ... | ...ઓડની નાતના પંચાતી પટલીઆ. |

એ સિવાય લશ્કરી, અમલદારો, પ્રધાન, સિપાઇઓ, પ્રતિહાર, દૂત, સાધુઓ, ગણ વિગેરે.

---

# સ્ત્રિ પાત્રો.

| | | |
|---|---|---|
| પાર્વતિ | ... | ...આધ્ય શક્તિ. મહાદેવનાં પત્નિ. |
| વીરમતિ | ... | ...ગુર્જરેશ્વર સીધ્ધરાજની પતિવૃતા વીરનારી. |
| જસમાં | ... | ...શાંપભ્રષ્ટ દેવાંગના. રૂડાની સતિ સ્ત્રી. |
| મોતિ | ... | ...અરજણ ઓડની અજ્ઞાન બાળા. |
| ગલાલ | ... | ...અરજણની સ્ત્રી. મોતિની મા. |
| રાજબાઇ | ... | ...બારોટ દત્તિયાજીની સ્ત્રી. |
| ઝાલા | ... | ...જસમાની મા. જેશળ પટલની સ્ત્રી. |
| રતન | ... | ...રૂડાની મા. રાણા પટલની સ્ત્રી. |
| વાલુ | ... | ...રાણીઆની મા. |

એ સિવાય દાસીઓ, ઓડબાળાઓ, યક્ષકન્યાઓ, વારાંગનાઓ સાધુડીઓ વીગેરે.



ॐ

तत्सत् परमात्मने नमः

श्री

# સતિ જસમાં નાટકનો

## ટુંક સાર.

**પૂર્વ વૃતાન્ત**—શ્રી સ્વયંભુ મહાદેવના જન્મોત્સવ (શીવરાત્રિ)ના માંગલીક પ્રસંગે દેવતાઓના કોશાધ્યક્ષ દેવ કુબેરનું, યક્ષકન્યાઓ, ગાન્ધર્વો તેમજ અપસરાઓ વિગેરેનું અમરાપુરીથી કૈલાસપર પુજનાર્થે આવવું. કુબેરના પુત્ર યક્ષકુમાર તથા તેમની પત્નિ તિલોતમા બંન્નેએ ગર્વીષ્ટપણે શંકરના પુજનથી વીમુખ થવું. પુજનમા બન્નેને નહી જોવાથી મહાદેવી પાર્વતિએ કુબેરને પુછવું. તપાસ કરતા બન્નેનો ગુન્હો જાહેર થવો. પાર્વતિએ ક્રોધમાં શ્રાપ આપી બન્નેને મૃત્યુ લોકમાં નીચ યોનિમાં જન્મ આપી, માનવપણે દુઃખાનુભવ કરાવવો. આ પૃથ્વીપટપર અધમ ઓડ જાતિમાં માલવ ભૂમીમાં બન્નેનું પ્રગટ થવું. પૂર્વ સંસ્કારી પ્રેમીઓનું લગ્નગાંઠથી બચપણમાં જોડાવું. ઉમરે પહોંચતાં પ્રેમનો વિકાસ. જન્માષ્ટમીના મેળા પ્રસંગે મહાદેવના દર્શનાર્થે આવતાં બન્નેનું મીલન. આંહીથી નાટ્યની શરૂઆત થાય છે.

પ્રારંભમાં યક્ષ બાળાઓનું મંગળ સ્તવન.



# અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો.—( સ્થળ ) શંકરનું મન્દીર. જંગલ—** જન્માષ્ઠમીનાં દિવસે આસપાસના ગામડાના લોકોએ મહાદેવનાં દર્શનાર્થે મેળારૂપે ભેળા થવું. તે પ્રસંગે કુંજ્જર ગામના વતની રામા ઓડના પુત્ર રૂડાનું તેમજ તેના મિત્ર રાણીઆનું પણ મેળાની મઝા લુંટવા આવવું. મેળાના દ્રશ્યપર બંન્ને મીત્રો વચ્ચે વાતચીત. રૂડાએ દૃષ્ટીનાં વીકારને કેવી રીતે સાંચવી ચક્ષુ ઈંદ્રીયનો સંયમ કેવી રીતે જાળવવો તેની સમજ આપવી. એક ચક્ષુ કાણીઆએ શીખામણની બેપરવા બતાવવી. બંન્ને મિત્રોનું મેળામાં ફરવું. બાદ જસમાં તથા અન્ય ઓડ બાળાઓનું આવવું. બચપણમાં લગ્ન થયા છતાં પૂર્વના ભાવી પતિ પ્રત્યે જસમાનું આકર્ષાવું. એકાએક વર્ષાદનું તોફાન. લોકોની નાસભાગ. વચમાં જશમાં તેમજ મોતિનું માણસોની નાસભાગથી અટવાઇ નીચે પડવું રૂડા તથા રાણીઆએ આવી પોતપોતાની પ્રેમાગનાંઓને આશ્વાસન આપવું. પ્રેમીઓનું મીલન. બાદ પ્રેમાંકુર પ્રકટાવી સર્વનું જુદા પડી વીદાય થવું..........આનંદ............

**પ્રવેશ ૨ જો—( સ્થળ ) કુવો. જંગલ—**મોતિ ઉપર મોહીત થએલા રાણીઆએ મોતિને મેળવવાના પ્રયાસ યોજતાં દેખાવું. કુવા ઉપર મોતિ પાણી ભરવા આવે એટલે કાંકરી મારી મનોભાવની કલ્પના કરવી. બાદ મોતિનું આવવું. રાણીઆએ કાંકરી મારવી. બંન્ને વચ્ચે તકરાર. મોતિએ સ્રી ચરિત્રથી રાણીઆને પરાસ્ત કરવો. મોતિની બૂમરાણ. તેના માબાપનું આવવું. રાણીઆએ વીદાય થવું. મોતિના માતપીતાનો ક્રોધ. એકાએક નાતના પટલીયા રાજા ઓડનું આવી ચડવું.

નાત બહાર કાઢી કરેલા ગુન્હાના ન્યાય માટે નાત ભેળી કરવાના વિચાર. **અપુર્વ ગમ્મત.**

**પ્રવેશ ૩ જો—( સ્થળ ) સીદ્ધરાજનો મહેલ**—ગુર્જરેશ્વર મહારાજા સીદ્ધરાજની રાણી વીરમતિનું ઝુલાપર ઝુલતાં સખિઓના સમુહ સાથે દેખાવું. બાદ શિકારે ગએલ ગુર્જરાધીપતિનું જંગલમાં થાકના પરીશ્રમથી વૃક્ષતળે સુતાં, નીદ્રામાં મહાદેવે શ્રાપિત દમ્પતીના ઉધારાર્થે સીદ્ધરાજને નિમીત રૂપ બનાવવાને અંગે ભાવી સ્વપ્ન બતાવતા, રાજાનું મોહાન્ધ થઇ દીવાના સ્થિતિમાં મહેલમાં રાણી વીરમતિ પાસે આવવું. રાણીએ શીખામણ આપવી. તેવામાં બારોટ દત્તિયાજીનું આવવું. વીદેશમાં વીચરેલા બારોટે તાદ્રસ્ય જસમાં (સ્વપ્નાની સુન્દરી) ની વીગત પ્રકટ કરવી. રાજાની ઉત્કંઠા. દત્તિયાએ મેળવી આપવાની સંમતી આપવી. રાજાએ તે કાર્ય દત્તિયાને સોંપવું. રાણીએ અંતરાયના વીચાર યોજતા દેખાવું. દત્તિયાજીનું જવું. બાદ સ્વપ્નમાં જોએલ જસમાના રૂપગુણનાં વખાણ કરતાં મોહસરમાં તરતા ગુર્જરેશ્વરનું જવું. **મોહાંધતા.**

**પ્રવેશ ૪ થો—( સ્થળ ) રાણીઆનું ઘર**—ફજેતાના ફડકે લપાતા છુપાતા રાણીઆએ ઘેર આવવું. નાતના ક્રોધથી બચવા માટે પોતાની બ્હેન માલીના નામે સ્ત્રીવેષ ધારણ કરી બેસવું. બહાર ગએલી તેની મા વાલુ ડોશીનું આવવું. નાતરે ગએલી પોતાની દીકરીને પાછી આવેલી જોઇ પુછવું. માલી ( રાણીયા ) એ ડોશીને આડીઅવળી વાત બનાવી છળવી. બાદ અરજણ ઓડનું ઠપકો દેવા વાલુ ડોશી પાસે આવવું. (રાણીઓ) માલીએ અરજણને મધલાળ બતાવવી. અરજણનું ચકડોળે ચડવું. લોભીઆને ધુતારો મળે એ માફક માલી

( રાણીઆ ) ની પ્રપંચ જાળમાં ફસાવું. પોતાના છોકરા માલીયા સાથે માલીનો સબંધ બાંધવા ન્યાતને બોલાવવા જવું. હાસ્ય.

**પ્રવેશ ૫ મો–( સ્થળ ) જસમાના માબાપનું ઘર**–પોતાની પત્નિ જસમાને તેડવા રૂડાનું પોતાના સાસરે આવવું. રૂડાની રંક હાલત દેખી જસમાના પિતા જેશળ પટલે અજાણ્યા થઇ મુખ ફેરવવું. રૂડાએ સમયનું ભલું બુરૂં ભાન કરાવવું. બાદ જસમાની મા ઝાલાનું આવવું. તેમણે પણ પોતાના પતિને સમ્મત થઈ પોતાના જમાઇને તીરસ્કારવો. રૂડાએ નિરાશ થઇ જવાની તૈયારી કરવી. ત્યાં જસમાનું આવવું. પોતાના પતિને નિરાશ થયેલો જતો જોઇ, રોકી, સતિએ પોતાના માબાપને દમ્પતીધર્મનું ભાન કરાવવું. બાદ પતિવ્રતાએ પોતાના પતિ સાથે માબાપના ગૃહેથી પોતાના સ્વસુર ગૃહે જવાના વિચારમાં દ્રઢ થવું. **" આદર્શ આર્યબાળા, નિતીનો નમુનો."**

**પ્રવેશ ૬ ઠો—( સ્થળ ) સીદ્ધરાજનો રણવાસ**—પતિને પરવશતામાં જોઇ રાણી વીરમતિનો કલ્પાન્ત બાદ સીદ્ધરાજનું આવવું. બન્ને વચ્ચે માર્મીક હૃદયભેદક વાક્યયુધ્ધ. રાણીપર રાજાનો કોપ. રાજાએ રાણીને તેમનાં પીયરમાં મોકલી આપવાનો ઝાલા હરપાળને હુકમ. રાણીએ પોતાના પતિની આજ્ઞા શીર ચડાવી પ્રજળતા વદને પીયર તરફ વીદાય થવું. **ખેદ.**

**પ્રવેશ ૭ મો—( સ્થળ ) રૂડાનું ઘર**—માલવ ભુમીમાં દૂષ્કાળ હઇ રૂડાની કંગાલ્યતનું ભાન. પોતાના મા બાપનો અન્નનીના ભુખના દુઃખનો કળકળતો કલ્પાન્ત જોઇ રૂડાનું અતિ ખીન્ન થવું. પોતાનામાં ભૂખના દુઃખથી અશક્તી હઇ પોતાની સ્ત્રી જસમાને ગામમાં ભીખ માંગવા મોકલવી. ગામમાંથી અન્ન લાવી પાછાં આવવાની રૂડાની

११ १२६६८

આતુરતા. નારીનું નીરાશ થઇ ખાલી હાથે પાછા આવવું. રૂડાનો સંતોષ. પ્રભુપર વિશ્વાસ રાખવા કહેવું. સતિએ પોતાના દરદાગીના પતિને ઉતારી આપવા. દાગીના વેચી અન્ન લાવવા જસમાનો પોતાના પતિને આગ્રહ. દુઃખમાં પુરૂષની ટકેલી ધીરતા. માલવપતિ યશોવર્માનું પ્રજાના હીત ખાતર નગરચર્ચા જોવા નીકળવું. રૂડાના ઘરનો કંગાલ્યત દેખાવ જોઈ પ્રજાપ્રતિપાળને દયા ઉદ્‌ભવવી. બાદ લેણીયાત રૂપાશા શેઠનું રૂડાને ઘેર જપ્તી લઇ આવવું. સાથે આવેલ અધીકારી જશરાયે અધીકારનો આંધળો તોર ગરીબો ઉપર અજમાવવો. ગરીબોનો કલ્પાન્ત, શેઠની ક્રુરતા, અધીકારીએ મરતાઓને વીશેષ મારવા,. પ્રજાપ્રતિપાળ રાજા યશોવર્માની દયા. એકદમ આવી નિરપરાધીઓને બચાવવા. અધીકારી જશરાય તથા શેઠ રૂપાશાને પકડી કેદ કરવા. ન્યાઇ નૃપતિ.

( ટેબલો )

**૧ લો અંક સમાપ્ત.**



# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો—( સ્થળ ) જંગલ. માલવપતિ યશોવર્માની છાવણી**—અન્યાયથી નિર્દોષ પ્રજાને પીડનાર અધીકારીને યશોવર્માનો બોધ. અંધતામાં ઘેરાએલા અધીકારીનો બેમુરવ્વત જવાબ. રાજાએ ક્રોધિત થઇ બંન્નેને હદપાર કરવા. બાદ ગુર્જરેશ્વર સીધ્ધરાજે મોકલેલા બારોટ દતિયાજીનું માલવપતિને મળવું. બારોટે વાક્યચાતુરીથી ગુર્જરેશ્વરનો સંદેશો સંભળાવવો. દૈવી નરે અયોગ્ય માગણીનો અસ્વીકાર કરવો. તે રસ્તેથી રાણી વીરમતિનું પોતાના પીયરમાં જતા ત્યાથી નીકળવું. એકાએક યશોવર્માને મળી, ખરી વાતનું ભાન કરાવી દત્તિયાજીને કેદ કરાવવો રાણીએ ભાઇ તરીકે રાજાને રક્ષા બાંધવી. પોતાના સંસાર સુખમાં જસમા વીઘ્ન ન કરે એવો બંદોબસ્ત યાચવો. રાજા યશોવર્માએ રાણી વીરમતિને વચન આપવું. પરદુઃખભંજન પરમાર વીરનો પરોપકાર.

**પ્રવેશ ૨ જો—( સ્થળ ) રાણીઆનું ઘર**—તાળવે ચોટાડેલા ગોળના આધારે અરજણનું નાતના પટલીઆને લઇને આવવું. માલી ( રાણીઆ ) એ તમામ નાતના પટલીઆઓની આંખ આંજવી. મોતીની સાથે પોતાનું સગપણ નક્કી કરવું. નાતે બંન્નેનો કજીયો પતાવવો. માલી ( રાણીઆ ) એ અરજણને વીશેષ બનાવવો. બાદ મોતિનું પોતાના માબાપને બોલાવા આવવું. પોતાના ભાઇ માલીયા સાથે માલી ( રાણીઆ ) નું સગપણ થએલું જોઇ, ભાભી સમજી, માલી ( રાણીયા ) સાથે પ્રેમ કરવો. માલી ( રાણીઓ ) એ ભાભીના વેશમાં પોતાની પ્રેમમુર્તિને પ્યાર કરતાં ખુશી થવું. "**કાણાની કઉશલ્યતા.**"

**પ્રવેશ ૩ જો—( સ્થળ ) સીદ્ધરાજની કચેરી**—પરવશ થએલા ગુર્જરેશ્વરે પ્રયત્ન પાર પાડવા દત્તિયાને મોકલેલો, તેની આવવાની આતુરતામાં દેખાવું. માલવ રાજ્યમાંથી હદપાર થએલા અધીકારી જશરાય તથા રૂપાશાનું આવવું. મહારાજા સીધ્ધરાજની મુલાકાત. વીતી અતથી ઇતી સુધી જણાવવી. બાદ પરમાર કુળદીપક રાજા યશોવર્માએ દૂત મોકલી, સીધ્ધરાજને પોતાની નિર્ભયતાનું ભાન કરાવવું. બારોટ દત્તિયાજીને બાહુ બળથી છોડાવી જવાનો માલપતીનો ગુર્જરેશ્વરને તાનો મારવો. સીધ્ધરાજનું ક્રોધે ભરાવું. દૂત મારફત માલવરાજને રણ મેદાનનું ઇજન આપવું. અધીકારી જસરાયે રાણી વીરમતિની યશોવર્મા સાથ થએલી મુલાકાત જાહેર કરવી. સીધ્ધરાજનો કોપ. ક્રોધાગ્નીનો કહેર. ભીષ્મ પ્રતિજ્ઞા. " **રાજ્ય હઠ.** "

**પ્રવેશ ૪ થો—( સ્થળ ) રાણીઆનું ઘર**—માલીના વેશે નાતને રમાડી શાન્ત કરી, પોતે પોતાના મુળ સ્વરૂપમાં રાણીઆ તરીકે જાહેર થવું. ડોશીનું આવવું. રાણીઆને ઠપકો આપવો. રાણીઆએ પ્રપંચ બાજીની સર્વ હકીકત જાહેર કરવી. બાદ નાતીલાઓનું આવવું. ચોર કોટવાળને દંડે એ માફક ગેરહાજરીમાં માલીનું સગપણ કેમ થાય કહી, પોતાની મા ઉપર ખોટો ક્રોધ બતાવવો. નાતના પટલીઆઓનું આવવું. અરસપરસ વાદી પ્રતિવાદીને સમજાવી, પટલીઆઓએ રાણીઓ મોતી સાથે પ્રથમ પરણે અને ઉપર રૂપીઆ બસો અરજણ આપે આવી પતાવટ પતાવવી અને માલીના લગનની કબુલાતનો પાકો ઠરાવ કરવો. મીથ્યા અભીમાની અરજણીઆએ આંધળા થઇ માલીની લાલચે આંધળે બહેરૂ કુટયા માફક રાણીઆના દંભમાં દોરાવું. **અપુર્વ રમુજ.**

**પ્રવેશ ૫ મો—( સ્થળ ) રૂડાની વાડી**—અભણ ઓડબાળાઓને પતિ પત્નિ પ્રત્યે શું સબંધ છે. પતિ એ કોણ છે વીગેરે

ધર્મ જસમાએ સમજાવવો. પતિવ્રત ધર્મનો મહીમા સાંભળી સર્વ બાળાઓનું વીદાય થવું. બાદ તેના પતિ રૂડાનું આવવું. બંન્ને સદ્દભાગી જોડ.નો સંપીલો સ્નેહભાવ. અરસપરસ નીતિ ભાવમય શ્રૃંગાર, અખંડ પ્રેમનો ચિતાર. સુલક્ષણી નારનો પતિ શું સુખ અનુભવે છે એનો આબેહુબ ચિતાર.

**પ્રવેશ ૬ ઠો—( સ્થળ ) ઉજ્જન શહેરનો કિલ્લો**—દૂત મારફત મોકલાવેલ સમાચારથી માલવપતિએ ક્ષત્રિયને છાજતી ફરજ બજાવવા બહાર રણજંગ માટે આતુર ઉભવું. પોતાના લશ્કરને દેશોન્તી માટે પ્રાણાર્પણ કરવા ઉશ્કેરવું. માળવી વીરોએ પોતાના માલીકના રૂણનો બરાબર જવાબ આપવો. બાદ સીદ્ધરાજનું લશ્કર સહીત આવવું. બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ. આખરે માલવપતિ યશોવર્માનું રણ-જંગમાં મરવું. રૂડા તથા જસમાનું પકડાવું. રાણી વીરમતિએ-માલવપતિ યશોવર્માપોતાના ભાઇ માટે રણમેદાનમાં આગળ પડવું. વીરનારીનું સમરમાં સમાવું. **પ્રાણત્યાગ.**

**ટેબ્લો.**

**અંક ૨ જો સમાપ્ત.**



# અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો—( સ્થળ ) સીદ્ધરાજનો મહેલ**—ગુર્જરેશ્વરના કબજામાં કેદ થએલ અબળા જસમાનો કરૂણાજનક કલ્પાન્ત પ્રભુ પાસે પોતાના બચાવની મદદ માંગવી. બાદ અધીકારી જશરાય તથા રૂપાશાનું જસમાને લલચાવવા કીંમતી વસ્ત્રો તેમજ જર ઝવેરાતના દાગીના લઇ લલચાવવા આવવું. આદર્શ નારી જસમાએ મોહમાં કે લાલચમાં ન ફસાતાં પોતાના શિયળનો પાપાત્માઓને પુરેપુરો પ્રભાવ બતાવવો. બાદ સીદ્ધરાજનું આવવું. ઘણી રીતે સમજાવવા છતાં દેવાંગનાનું એકનું બે ન થવું. સીધ્ધરાજનો કોપ. જો માનશે તો ઠીક નહીંતર સર્વના નાશની ધમકી આપવી. બેપરવા બાળાએ દૈવાધીન થઇ રાજાને સમજવતાં, પ્રભુ સ્મરણ કરતાં સહસ્ત્રલીંગ સરોવર જવા વીદાય થવું. **સત્યની કસોટી.**

**પ્રવેશ ૨ જો—( સ્થળ ) અરજણ ઓડનું ઘર**—પ્રપંચી રાણીઆનું જાન લઇ અરજણ ઓડને ત્યાં મોતિને પરણવા આવવું. અજ્ઞાનીઓના લગ્ન ફજેતા. બાદ માલવ ભૂમી પાયમાલ કરતા સીધ્ધરાજના લશ્કરની ટુકડીનું સર્વ ઓડ લોકોને પકડવા આવવું. લગ્નમાં વીઘ્ન એકાએક સર્વને પકડવા. રાણીઆના લગ્નની મઝા વીખાવી. સર્વને પકડી લઇ જવા. **કરણી તેવી ભરણી. કર્મ તેવું ફળનો બોધ.**

**પ્રવેશ ૩ જો—( સ્થળ ) જંગલનો રસ્તો**—રૂડાને બંધીવાન બનાવી નિર્દય રીતે માર મારતા લઇ જતા સિપાઇઓનું રસ્તાપર નીકળવું. બાદ જશરાય તથા રૂપાશાનું જસમાને લઈ સહસ્ત્રલીંગના કિનારે લઇ જતાં સામા મળવું. વિયોગી પતિ પત્નિએ મળવા માટે આતુરતા

દાખવવી. નિર્દયોની અટકાયત, પાપીઓનો ગરીબ ઉપર અનહદ ત્રાસ. જશરાયે જસમા સીદ્ધરાજને સોંપી દેવા બહુ સમજાવવો, રૂડાનો જશરાયને તિરસ્કારથી જવાબ આપવો, મરવાની દરકાર નહી કરતાં પોતાની સ્ત્રીના માટે દેહાર્પણ કરવા તૈયાર થવું. નીર્દય પ્રત્યે નિરાધારોએ આહનો શ્રાપ આપી, તીરસ્કારી, દૈવાધીન થઇ દુઃખમાં દ્રઢ થવું.

**પ્રવેશ ૪ થો—( સ્થળ ) હત્તિયાજીનું ઘરઃ**—માલવ દેશમાં ગએલા પોતાના પતિને હજુ સુધી નહી આવેલો ધારી બારોટાણી રાજબાઇનું અકળાવું. બંધાણી પુરૂષથી નવયોવનાનું કંટાળવું. અન્ય પુરૂષથી પોતાના રતિરંગની પ્રસન્નતા ચાહવી. બાદ જશરાય તથા રૂપાશાનું આવવું, માગતીતી ત્યાંજ મળવું. ત્રિપુટીનો અરસપરસ દુષ્ટ સંકેત. બાદ હત્તિયાજીનું આવવું. પોતાના ઘરમાં પરાયા પુરૂષોને જોતાં ક્રોધે ભરાવું. સ્ત્રીની નફટાઇ. જશરાયે હતિયાને છરી વડે મારી નાખવો. રૂપાશાએ ખૂન થયેલું જોઈ બુમરાણ મચાવવી. પોલીસો તેમજ જમાદારનું રાત્રે રોનમાં, નિકળતા. અવાજ ઉપર હત્તિયાજીના ઘરમા આવવું. તમામને કેદ કરવા. અધીકારી જશરાય, રાજબાઇ અને રૂપાશા ત્રણેનું પોતાની કુકરણીનો ખેદ કરતાં જેલમાં જવું. **ખોદે તે પડે, વાવે તેવું લણે.**

**પ્રવેશ ૫ મો—( સ્થળ ) જંગલ**—પહેરાવાળાઓને હાર કરી પસાર થએલા ઓડ લોકોના માટે સીદ્ધરાજે ઓફીસરોને ધમકાવતા દેખાવું. ઓફીસરે તમામ બંદોબસ્તની બીના જાહેર કરી રાજાને શાન્ત કરવો. બાદ નાઠેલા સર્વ ઓડ લોકોને પકડી સીપાઇઓનું આવવું. બાદ જસમાને પોતાને સ્વાધીન થવા સમજાવવું. સતિની દ્રઢતા. સીધ્ધરાજનો કોપ. તેના પતિ રૂડાને મારી નાખવો. અબળાનો

હૃદયભેદક કલ્પાન્ત. ફરી સમજાવવા પ્રયત્ન કરવો. પરંતુ જસમાએ જોગણી સ્વરૂપે સ્ત્રી હઠની પુરેપુરી પ્રભુતા બતાવવી. રાજા સીધ્ધરાજે વિશેષ ક્રોધાયમાન થઇ તેના કુમળા બાળકને ક્રૂરતા કરી કાપી નાખવું. નિરાશ થએલી નારીએ પોતાનું સર્વ પાયમાલ થયું જાણી અંતે દોડી, રાજાની કમરમાંથી કટાર ખેંચી આપઘાત કરવો. મરતાં મરતાં સતિનો શ્રાપ. નિરાશ થએલા નૃપતીએ ક્રોધાવેશમાં તમામ ઓડ લોકોને મારી નાખવા સિપાઇઓને હુકમ. એકાએક શ્રી સ્વયંભુ મહાદેવનું પ્રગટ થવું, સીધ્ધરાજે ભયભીત થવું. શ્રી શંકરે પોતાની માયાભેદનું ભાન કરાવવું, સ્વમાની સુંદરી (જસમા) તથા રંક રૂડો, એ બને પ્રેમી આત્માઓના પૂર્વ વૃતાંન્તનો પરીચય કરાવવો. અલકાપુરીમાં બન્ને પ્રેમાત્માઓને મુળ સ્વરૂપે બતાવી રાજાનો ભ્રમ ભાંગવો. સર્વનું આશ્ચર્ય. જયના ધ્વની સાથે ખેલનું સમાપ્ત થવું. આનંદ.

## શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!



ૐ

तत्सत् परमात्मने नमः

# સતિ જસમાં નાટકના ગાયનો.



## અંક ૧ લો.

### મંગળ સ્તવન.

ચક્ષ બાળાઓ— ૧

સત્યના વાસી સુખરાશી અવીનાશી તુંહી તુંહી
અગમી નીગમી ગુણગામી ગુણનીધી પ્રભુ તુંહી તુંહી
અપાર પારને જે પામે તે શાન્તિ કેરા તારે બોલે તુંહી તુંહી
આનંદે આનંદે હરનીશ રાચે-પ્રભુ તુંહી તુંહી

સાધુઓ— ૨

બંદા ક્યું કરત હે કલપના જગ જાન લેને સપના
સિકન્દર શાહ બડા એકશાના
ગત અવમત ક્યુંએ ન જાના
સવા લક્ષકી સેજ સજાઈ વાકે સંગ ચલી નહી પાઇ
ગયા નંગા મીલા નહી કફના...............
દસ મસ્તક ભુજા દુલાઇ કુંભકરન સરિખે ભાઈ

ફીરતા સમુદ્ર બીચમેં લંકા ગઢ છોડ ચલે રાવન બંકા
સંગ આય નહી કો અપના

જસમાં, રૂડો, મોતિ, રાણીઓ—૩

જીવન જસમાના ધાર મારા હૈયાના હાર
મળશો ક્યારે દીલદાર મારા પ્રાણના આધાર
અંજળના આધારે આપણુ અલબેલી મળશું નિરધાર
જાને લૂચ્ચા ગમાર કાંણા કૂબડા કુંભાર
તારા જેવાને પરણુ મારી પેંજાર
કાણો પણ રાણો થઇ રાણી મેળવશે તુજને નિરધાર
પરભવનાં પુન્યે પ્યારી મળી મનગમતિ અવતારી
સુભગે સુનાર તારાં વેણલાં મલ્લાર
યાદ આવશે આધાર મારા ઉરમાં અપાર
રાણાની રાણી થાને મોતિ તું માની જાને
મારો ઉપકાર તારા ઉરમાં ઉતાર
માનું તારો આભાર મોતિ મનડાને માર.

મોતિ— ૪

મને છળાથી છેડ કરી ગ્યો રે મા હું શું કરૂં
એણે કાંકરીઓ મને મારી રે મા હું શું કરૂં
હું તો બેડુ લઇ આવી મને હાંસીમાં બોલાવી
છાનોમાનો પાસે આવ્યો પીડ્યો મરજી
વાંકા ચુંકા વેણ બોલી ખોટી વાતો એણે ખોલી.
બોલ્યો જેમ તેમ બાડો શી છે મરજી

છાતિમાં તો ચરરરરરરર થરરરરરરર કાંઈ થાય રે
ફરી મેંતો બુમ પાડી ત્યાંતો આવ્યા સહુ દોડી
નાઠો મુજને વછોડી કર મરડી
કહું દુખ શું હું માડી નાશી ગયો દોટ કાડી
મરૂં હું તો જીવ કાડી જીભ કરડી
ચુંદડી મારી ચરરરરરરર ફરરરરરરર ગઇ ફાટી રે;
મા હું શું કરૂં.

અરજણ, ગલાલ, રાજો— ૫

ગોલીનો ગ્યો મારી છોડીની છેડ કરી.
ચાલો ચલાવો વાત નાતિલા નાત ભરી
નાત બહાર કરી નોખો કાઢો
પીટડીઆનું નાકજ વાઢો
મુકો ઠીબ માથે એનાં હોકોપાણી બંધ કરી
હાલો સરવે ઘેરજ જઇએ
નાતિલાને વાતજ કરીએ
તોર ઉતરાવું એનો આકરી અરજ કરી

દાસીઓ— ૬

હો સખિ રંગમાં ઉમંગમાં
ઝુલણે ઝુલોને હર્ષધારી હો બ્હેની મારી
પાટણપતિની પ્રાણપ્યારી
ઉર્વશી અધીક રૂપ મુખ શશી શોભતું
મોહની છબી છે મોહકારી

વૈભવ વીલાસ ઈંદ્રાપુરી સમ ઓપતો
જોડીમાં તું રાધા કૃષ્ણ નારી
વાગ્મલંકાર વર્ણ્યો વાસુકી વેણીએ
દેહ ગૃહે વીદેહી વીસારી
ગુણમાં ગાન્ધારી સમ ગુણીયલ ગણાય છે
દીપતી દેવાંગના દુલારી

સીદ્ધરાજ— ૭

ભુલી ન ભુલાયે ભામા જશમાં જરાએ
ત્રામાના વિયોગે મારૂં મનડું મુંઝાયે
મન મારૂં મોહક લલના લઇ તું કયાં જાયે
જપ માળ તારા જપની જંખના યે
તૃષાતુર તનડું મારૂં તલસતું ધાયે
પ્રેમાતુર પ્રેમી તારો ઉરે અકળાયે

રાણીયો. અરજણ— ૮

મારા જોબનનો બાગ છે ખાલી
મને કોઇ પરણાવોને
મારૂં નામ છે મીઠડી માલી
મોતિની હીદોણી માથે ત્રાંબાનું બેડલું
હાલું હલકેથી હલકવાળી
દાહાડા વીતાડો વહુ થોડા દીની વાર છે
જાન જોડી જુગતે દઉં પરણાવી

જસમાં— ૯

પરણી પતિ ભુલી ગઇ નથી રૂડા તું મારો ભરથાર
તું મારો ભરથાર પ્રિયત્તમ પરભવ પ્રાણ આધાર
મંડપમાં મુજ માત પિતાએ સોંપ્યો કર ઉર ધાર
માન્યો પછી મેં મોહન મનનો મનોહર હૈયાહાર
બંધાઇ બંધન બળથી ગ્રંથી છુટી છુટે ન તલભાર
તજ્યો તજાયે કેયમ કરી તુજને
વીધીયે નિરમ્યો નીરધાર

વીરમતિ— ૧૦

પ્રિત બાંધી પરથી પ્યારે કરવું શું બ્હેની મારે
મૂંઝાઈ મરૂં મનમાં રે શોક્ય સાલે છે તનમાં રે
અકળાઉં હું અતિશય બ્હેની વ્યધી સતાવે ત્રેહની
પરવશતામાં પ્રિતમ પડીયો
યુક્તિથી કોઇ મનાવે રે
મુજ સ્વામી કોણ સુધારે

વીરમતિ— ૧૧

અર્ધાંગ અર્ધભાગી મનવંતતણી વાણી·રે
ગૃહસ્થાશ્રમે ગવાણી વરણાશ્રમે વખાણી
ત્યાગી છતાં ન ત્યાગી માહેશ્વરે મહારાણી
વસુધા ઉપર વહેંચાણો શુદ્ધ સૂર્યવંશી રાણો
રે હક રાણીનો વેચાણો સંગ સુત પણ સમાણો
સુખ દૂખની સભાગી

પટકુળ હરાયા પલમાં પાપી તણા પ્રબળમાં રે
વૃદ્ધ વૃંદનાં વમળમાં શ્રી કૃષ્ણ કહે કકળમાં
ત્યાગી શકે ન ભાગી...

રૂડો— ૧૨

નગ્ન વૈરાટની માંહી ભમે ભિખારી થઇ
સમયની છાંય પલટાઇ રહ્યા સ્વામી સેવક થઇ
ધુરંધર રાય યુધીષ્ટર ધર્મ કરે કંગાલ કંકીજ કર્મ
વૃકોદર વખ્ત વેલણુસાઇ નપુશક નર છતાં શીદ થાઇ
ત્રિકાળી જ્ઞાન ત્રિભુવનનું છતાં ગૃહ્યું કર્મ ગૌચરનું
વરણાંગીઓ વેરાગી થઇ રહ્યા અશ્વપાલ થઈ

રૂડો— ૧૩

ધક્કા ન મારો મરી જશે રે મુજ માત પીતાને
આંધળાં અપંગ બિચારાં
અધમુઆં દીન દુખાયારાં
મરતાથી માર ન ખમાશે
મહાજન તમો મોટાં લોકો
શીદને પડાવો પોકો
વાણી આ તમારી વગોવાશેરે...મુજ માત૦

**અંક ૧ લો સમાપ્ત.**



# અંક ૨ જો.

યશાવમા, વીરમતિ— ૧૪

ભગીની ભય નવ ધારશો, જશમાનો જનમે કદી
ભ્રાતનો લ્હાવો લેવરાવજો પોંખીશ હું પસલી થકી
હાર પહેરાવું રત્ને વધાવું આશીષ દઉં અદકી આ
અંતરથી હું અધીક ચાહીશ
નિરાધારો માટે કદી શીર મારૂં જાયે કદી
શુભ નીતિને નવ ભીતિ

મોતિ, રાણીઓ— ૧૫

જાણી જાણી મેં તારી સગાઇ રે
થાશે તું મારી ભોજાઇ
હળીયે મળીયે આવો હરખે નણુદી
સ્નેહથી રાખી સદાઇ રે...બાઇ૦
મુકો હાથ મારો મરડાઇ જાશે
ઉરે ગઇ અકળાઇ રે...બાઇ૦
આવો ડરો ના ડરી દૂર નવ થાએ
સેહજે જાવો શું છેડાઇ રે...બાઇ૦
છોડો છોડો કંઇ કહું હું છાનું
લાજે હું તો લજવાઇ રે...બાઇ૦

વારાંગનાઓ—                ૧૬

મુલકોમેં હે તેરા નામ અય સીધ્ધરાજ સોલંકી
ડંકા તેરા દશ દીશ બાજે દીલાવરી દીલબરકે સાથ
કીરતમેં વીરત હે ન્યારી જય જય જય જય જયસીંહરાજ
ન્યાય તોલકે નસીયત દેવે
પ્રવીનતાકે પણાં ત્રાજ
ગુન ગાવે સબ ગુનીયન તેરા ગુર્જર કે પત ગુર્જર રાજ… ..

સીદ્ધરાજ—                ૧૭

કરમા ધરી સમશેર વેર દુસ્મનનું વાળું
પરમારોનું નામ ઠામ પલમાં હું ટાળું
મારી માલવ ભૂપ પૃથ્વીતળમાં પેસારૂં
ટેક તણી તેગ થકી મારી એને નાખું નકી ચામ ઉતારૂં
પ્રલય પ્રકટાવી પ્રપંચીને પ્રજળાવું
ક્રોધનાં વીરોધ મહીં નકી ભોગ એનો દઇ પણ હું પાળું

૧૮

અરજણ, ડુંગર, પુનો, રાજા ને રાણીઓ—

બાઇ અમે પુરી પંચાત કરીએ પટેલીયા નાતની
થાયે જ્યાં કજીયો ત્યાં ડુંગર ને રાજીયો
અરજણીયો ઓડ તેમાં પુરો પ્રખ્યાત
નવ જાવા દયે વાત
માલી નહી રાણીઓ પાકા છે કાણીઓ

મોતડીના માટે આ ઘડીઓ છે ઘાટ
નવ જાવા દઉં વાત

જસમાં, ઓડબાળાઓ— ૧૯

મ્હેની અબળાનો અવતાર
ઉતરવો કેમ કરી ભવપાર
ભરથારે ભવસાગર તરવો
શિયળ તણો શૃંગારજ ધરવો
વ્હાલાના વેણે વીચરવો વર્ણાશ્રમ વહેવાર
આતમ પરમાત્મન પ્રિયત્તમ છે
નાર તણો નારાયણ એ છે
પ્રિયત્તમના પડછાયાનો પ્રગટાવો પુરણ પ્યાર

જસમા. ઓડબાળાઓ— ૨૦

અલી ઉભી શું ઘેલી અલબેલી તું આમ
બની વ્યાકુળ થઇ અમને બનાવ નાં
શરમાવો નાં અકળાવો નાં
ચટ ઘૂંઘટનો રંગ ઢંગ જાણ્યો
નારો પ્યારો પ્રેમીલો પીછાણ્યો
છોડો છોડો છેડશો ના વાત
જાણી જાણી દીલ કેરી દાઝ
ભોળી ભાળી હું બાળી નાં સમજું છું કાંઈ
એને ઓછાં વચનથી લજાઓ નાં

રૂડો, જસમાં—　　　　　　૨૧

શીળી પતિની છાંયડી સેઉં હું વિશ્રામ
પંખીડી હું પાંખથી ઉડી લઉં આરામ
જીવન તરૂવર જશમાંના છો પતિ પ્રભુના તુલે
કરૂં કીલોલ લળી લતામાં રૂડાં નામ લઇ અણુમૂલે
પંખીડી મારી તું પરવરજે મુજ છાંયતળે તું સંચરજે
કરી કીલોલ મીઠો કલરવ કરજે
જોને પંખીડા ઝુલે... ... ...

ચશોવમાં, જસમાં, રૂડો, વીરમતિ—૨૨

કેવો જુલમ જુલમીનો વરસે અમપર ઓ કીરતાર
ના ગભરાઓ બાળકો મારા જાઉં છું રણ મોઝાર
પરમારથમાં પ્રાણ પાડતાં પહોંચી જઇશ પરમાર
પરદુખભંજન નામ અમારૂં કુળ ઉજ્વળ કરનાર
બાન્ધવ તણી બેલ તુટતાં વ્હેની રહે ન પલવાર
નભાઇ પહેલાં હું નિરભાગ મરી જઇશ નિરધાર
કિંમત વગરનાં કથીર માટે તપધારી શીરે તલવાર
વૈમાને બેસીને હું વેગે અક્ષય વર વરનાર

અંક ૨ જો સમાપ્ત.



# અંક ૩ જો.

જસમાં— ૨૩

પ્રભુ આવો મારી વારે
દૂખણી પોકારે
તુજવીણ કોણ એલી અબળા ઉગારે
ઝુરી મરૂં હું આંહી દયા કરો દેવ કાંઇ
હરી હર કર સહાય જીવતું આધારે

જસમાં— ૨૪

શીદને સંતાપે તું ક્રૂર ન થા જા
મીથ્યા મોહ શીદ મરે મળ મુત્ર માંસ પરે
મુજમાં ન કાંઇ અરે પાપી સમજી જા
ક્ષણ પળ જાગી તું જોને અભાગી
રટી લેને રામ તું સદ્દગતે સધ્ય જા

જાનડીઓ— ૨૫

મોર જાજે ઉગમણે દેશ, મોર જાજે આથમણે દેશ
જાજે વેવાઇને માંડવે
અરજણ વેવાઇ સુતો છો કે જાગ
મારે રાણોભાઇ વરરાજે શીમડી ઘેરી માણારાજ
તારી શીમડીએ કાંઇ સમરો હળાવ,
સમરાના હોંશી રાણોભાઇ બાબા માણારાજ

અફેસર, તમામ ઓડ— ૨૬

ચાલો માંડો આગળ થાવા
આ હાલ્યા કહો ત્યાં જાવા મારા બાવા
ચોખાને ખાંડ ખાઇ લ્યો
મારા પરણવાના લાવા તમો પુરા દયોને થાવા મારા બાવા
થપડ લપડ દોડીને નવ મારશો દયો ખાવા ગાવા બાવા
હાલો માંડો ગીતો ગાવા
મંડ ઢોલી ઢોલ બજાવા
ઉપર શરણાઇ પાવા
ઠબ ઠબ થાળી મંડ ઠબકાવા

રૂડો— ૨૭

કળની કળનાને કોણ કળે
વીધીની કીધી ટાળી નાંહી ટળે
નરની સાથે હતા નારાયણ કૌરવો કયાંથી ફળે
એજ પ્રભુતા જાતા પારથની કાબાઓ હાંથે કકળે
નૈષધ નર શીદ નગ્ન દશામાં બગ પર ધોતિ ધરે
મીનતો શીદ ખીન બનાવે શેતી રાણી વન રઝળે...

રૂડો, જશમાં— ૨૮

તારા કર્મો પાપી છે પાપનાં
આ જગમાં જનમી કરમજ ધરમજનાં છે
ખોટાં ખોટાં ખળનાં ફળ છે ન્યારા નકામ પાપી તું પાપના

જા તુંથી થાયે કરજે નાદાન
નિશદીન નિરધન નહી સહે અપમાન
રોતાં રોતાં દીનના ડસકા ખાશ શું કામ લીએ છે આપનાં

રાજબાઇ— ૨૯

હાં હાય આવી આ જવાની રાખું કેમ હું સમાવીને શરીરમાં
કોઇ મનનો માન્યો મળે ઉમંગમાં
જઇ ભેટું ભાવે હું ઉછરંગમાં
હાં હાય નૈન બાણનાં કટાક્ષે વીંધી નાખી પાડું એક તીરમાં
સ્તન ભારે લચકાઉ કટી પાતળી
કોણ આવી ચુંટે આ ખીલતી કળી
હા હાય ચેન ના પડે ન ક્યાંય શું રે થાય મારા શરીરમાં

જશરાય, રાજબાઇ, રૂપાશા—૩૦

કરો જેવું પામો તેવું ખરે દુનિયાનું કહેવું
અધીકારી થઇ સત્તા ચલાવી માર્યા ગરીઓ અપાર
જવાબ દેવા જાવું પડશે જમતણે દરબાર
ખરે ફળ ચાખવું એવું કરમે ફળીયું હોય તેવું
ચાર દીવસની ચાંદની છે એમ જોબનનો ઉભાર
વૃધ્ધ થયા પછી વહી જવાનો ખાલી અમલ ઉતાર
શાંડયા પછી સમજાણુ જેવું કરમે ભોગવવું એવું
નિર્દોષ છું નથી દોષજ મારો સોબતનો અસાર
વીણુ વાંકે પડે ગળામાં ફાંસો અરર મારા આધાર
છોડાઓને કહેજો એવું કરે નાં જેવું તેવું

જશામાં—　　　　　　　　　૩૧

હો બ્હેની પીયુડે ત્યાગી હું અભાગી ઝૂરીને મરૂં
વેદના વીયોગ કેરી
હો બ્હેની કેમ સ્હેવાશે મારૂં શું થાશે ઝૂરીને મરૂં
દૂખનાં દહાડા દોયલા ભાવી મીથ્યા નવ થાય
પડી તે સ્હેવી સદા સ્મરણુ કરી જગરાય
કંથ રૂઠયો કમભાગી
હો બ્હેની અધવચ અટકી પીયુ ગ્યો પટકી ઝૂરીને મરૂં



આંક ૩ જો સમાપ્ત.



# જાહેર ખબર.



નીચે લખેલા નાટકોના ઓપેરા જે સાહેબોને જોઇએ તેમણે શ્રી સરદાર વિજય નાટક કંપનીના મેનેજરને મુ. બાલાસીનોર કાગળ લખવાથી તેમને મોકલી આપવામાં આવશે.

| | | |
|---|---|---|
| ૧ | નવલ કાન્તા નાટકના ગાયનો. | ૦–૪–૦ |
| ૨ | સ્નેહી શત્રુ નાટકનાં ગાયનો. | ૦–૪–૦ |
| ૩ | ચંદ્રવિલાસ નાટકના ગાયનો. | ૦–૪–૦ |
| ૪ | અલક કુમારી નાટકનાં ગાયનો. | ૦–૪–૦ |
| ૫ | ભેદ ભુલવણી નાટકના ગાયનો. | ૦–૪–૦ |
| ૬ | સરદાર વિજય નાટકના ગાયનો. | ૦–૪–૦ |
| ૭ | જુલમી મંજ નાટકનાં ગાયનો. | ૦–૮–૦ |
| ૮ | સતી જસમા નાટકના ગાયનો. | ૦–૪–૦ |

સૂચના—જે સાહેબોએ ઓપેરા મંગાવવા હોય તેમણે ઓપેરાની કીંમત તથા ટપાલ ખર્ચ આગળથી મોકલી આપવું.

લી. મેનેજર,

શ્રી સરદાર વિજય નાટક કંપની.

બાલાસીનોર. ( ગુજરાત )